# રસુલે ખુદા.

## (સ.)

### (નું ટુંક જીવનચરિત્ર.)





છપાવી પ્રગટ કરનાર.
મુનશી ફતેહખાન અહેમદખાન
"દિલકશ."

ઇસ્લામપુરા, ઇન્સાફ ઓફીસ,
મુંબાઈ ૪.

મહેરબાન મુરબ્બી
જનાબ સર મહમદભાઇ કરીમભાઇ
બેરોનેટ સાહેબ,

માનવંતા સાહેબ

આપ મુરબ્બીની મારા પ્રત્યેની ઉત્તમ
લાગણી જોઇ આ નાનકડું પુસ્તક
નામદાર સરવરે કોજહાંની ટુંક
જીવનરેખાનું આપને અર્પણ
કરવા મુનાસબ ધારૂં છું
તે આપ કબુલ
ફરમાવશો એવી
આશા છે.

લી૦ આપનો,
મુનશી ફતેહખાન "દીલકશ"

૭૮૬

# માર્ગ–દર્શક.



લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન
હસનહ

કુરઆને–હકીમ—

(તમારે માટે, ખરેખર, અલ્લાહના રસુલના
ચરિત્રમા જીવનનાં ઉત્તમ આદર્શો છે.)

પ્રાણી સૃષ્ટિમાં મનુષ્ય, એ અલ્લાહની ઉત્તમોત્તમ કૃતિ છે અને મનુષ્ય જાતિમાં અમારા રસુલે મકબુલ (સલ) ઉત્તમોત્તમ વ્યકિત છે તે વ્યકિતની ઉત્તમોત્તમતા ઘણી ખુસુંસીયતોને આભારી છે, જેમાંથી એક–અને માત્ર તેના અનુયાયીઓ માટેજ નહિ, પરતુ સમસ્ત માનવ જાતિ માટે–તેના અજોડ જીવનની ખુસુસીયત છે.......................... ..............

જીવનને સમજી સકવુ, મુશકિલ છે એ ખરૂં પણ એથી એ વધારે મુશકિલ જીવનને જીવી દેખાડવું તે છે. આ બિકટ ગુચવાળા કોશેટાને

ઉકેલવાનાં વ્યર્થ પ્રયાસો, સૃષ્ટિ સરજાઇ ત્યારથી આજ લગી ઘણા થઇ ગયા અને હજી થઇ રહયા છે. વ્યકિત જીવન અને જાતિ જીવનની ખરી પ્રગતી એજ માનવ-મુકિતનો સરળ અને ધોરી માર્ગ છે. જીવનને પામવું એજ જીવનનો મુખ્ય આશય છે. અને એ પ્રાપ્તિને જીવન વ્યવ્હારમાં પ્રગટાવવી એજ જીનેનનુ સાર્થક છે.....

હાય તે આપણા માનવ-કુટુંબના વિખવાદો ! એક કુટુંબ કે જાતિમાંથી આપણે ઉત્પન્ન કરેલ અનેક પેટા કુટુંબો અને પેટા જાતિયો જુઓ! અને તેમનાં માહોંમાંહેના દઇનિક કલેશ કંકસો જુઓ ! ગોરા, ઘઉંવર્ણા અને કાળા વચ્ચેના આપણા ભેદભાવો, નિર્બળ અને બળવાન વચ્ચે ની આપણી સરખામણીઓ, સરસાઇઓ, શેઠ અને વાણોચર, રાજા અને રંક, મઝદૂર અને માલદારમાં ઉચ્ચ નીચ કે હલકાભારેના તે તફાવતો જુઓ, જેમણે આપણને કયાંનાએ નથી રહેવા દીધાં-અને તે પણ આપણાજ ઘરમાં, નદી, નાળાં પહાડ કે જંગલની હદો આપણને એકમેકથી કેટલા વિખૂટા પાડી સકી છે? હાય! એટલા કે એકમેકને ઓળખી પણ નહિ સકીએ.

જાણે આપણી વચ્ચે કોઈ પણ પ્રકારનું લોહીનુંજ સગપણજ નથી. ક્યાં ગયું આપણું તે આદમનું સામાન્ય પિતાપણું ? અને આ ભૂગોળીઆ હદોએ કેટલું સંકોચિતપણું દેખ્યું કે ? આપણી હદોને પેલે પાર રહેતા આદમીઓને આપણે—માત્ર તેઓ આપણી હદમાં નથી રહેતા તેજ અપરાધ સર—ચાહવાનું કશું કારણ દેખતા નથી. ઉલટું અદના સબબસર કે નમૂલા બહાનાસર આપણે તેમને ધિક્કારવા, તેમના ઉપર શકની દૃષ્ટિયે દેખવા, આનંદ ઉપર બળી મરવા તેમના દુઃખ ઉપર મલકાઇ ખીલવા લાગી જઇએ છીએ. અને વળી હાય ! તક મળતાં તેમને કાંતો આપણા ગુલામો મનાવવાની કે કાંતો તેમનો જડમૂળથી નાશ કરવાની શી તે આપણી આતુરતા ! પ્રભુની ભૂમી વિશાળ હતી—હદ વિનાની હતી તે આપણે સંકોચી સંકોચી, હદો બાંધી સાંકડી કરી નાંખી. અફસોસ ! ..............

ભોંય ભૂખ્યાઓ ! જોયું તો હોત કે અલ્લાહે જ્યાં પૃથ્વી આખી ખાપી હતી ત્યાં "મ્હારૂં", "તારૂં", "તું', "હું" કરતાં ક્યાંથી ક્યાં હડસેલાયા. "આપણું" અને "અમારૂં"

કહેવા અને ગણવાની તે વાત હતી; ભેગા મળી વહેંચી ખાવાનો તે વ્યવ્હાર હતો. તેણે ઉલટા વ્યવ્હારે કરીને એકલા ખાવા માટે વહેંચાઇ ગયાં જેવી વાત થઇ ગઈ. અલ્લાહની આ વિશાળ ધરતી, એકેએક આદમ પુત્ર માટે શું એક સામાન્ય વારસા સમ ન હતી શું? સ્વાર્થની વ્હાડ કાપે તેના વતનો બનાવ્યાં અને—દુન્યાના માલિકો—**આશરફુલ્લખ્મ ખ-લુકાત** હતા તેથી માલિકો—દેશો અને વત-નોની ગુલામી કરતા થઇ ગયા. આ ગુલામીને સ્વદેશાભિમાન કહીએ છીએ!! શું કહેવું આપણું ! વાહ !................

દેશાભિમાનમાં સ્વમાન વિષેના હાસ્યજનક ભ્રમો પણ જુઓ, પ્રજાઓનું એક એક પ્રત્યેનું અસહ્ય વર્તન એજ તો આપણું આજનું દેશા ભિમાન છે! અહિં કોઇ, કોઇનું કશું પણ અહી લેવા તૈયાર નથી. અને, એ અસહ્યપણાને સ્વમાન કહીએ છીએ, જે હાય બેશરમીનાં કૌતુકો!—દેશાભિમાનનું શ્રેષ્ટમાં શ્રેષ્ટ સ્વરૂપ છે! હજી તો આપણે તે છેલ્લી છ વર્ષની મહાન કુટુંબી કાપાકાપીમાંથી નથી મરડી આળસ કે

નથી લીધો છુટકારાનો શ્વાસ ! તેની યાદ નહિ વિસરાય એવી તો છેજ અને વળી તે હજી તાઝી પણ છે કોઇ બતાવે કે દારૂણ યુધ શું હતું ? શું તે, ફિરઅવનિયતનો એક ઉપદ્રવ ન હતો ? ફિરઅવનિયત, જ્ઞાન અને વિજ્ઞાનની નાશ કારક સામગ્રિયો અને જોગવાઈઓ સહિત દ્વેષે અને વેરે જ્ઞાન અને વિજ્ઞાના અસ્ત્રો શસ્ત્રોના શા ઉપયોગ કીધા તે, તેમાં આપણે જોયા, પ્રેમ અને પરમાર્થના રચનાત્મક હાથોમાં હોત તો એ હથિયારોનો ઉપયોગ જુદીજ રીતે, જુદીજ દિશાઓમાં થયો હોત. પણ અહિં તો લાભ, લોભ, વેર, દ્વેષ, સર્વોપરી સત્તા, વેપારી ઇજારા વગય રહતાં દર્શનો એક દેશાભિમાનના જાદુઇ આકર્ષણમાંજ સમાઇ ગયા હતાં તે ?...................

ઇનસાનિયતની અધમદશાનું આ એક સ્વરૂપ છે. આ ટુંક પરિચયમાં બીજાં સ્વરૂપો શ્રચવાનો અવકાશ નથી. પણ આફતના આ એકજ બીએ કેટલાં ઝેરી, કડવાં ફળોનો પાક આપ્યો છે ! દુન્યા એક મ્હાન શિકારગાહ થઇ ગઇ છે જેમાં માણુસ, માણુસનો શિકાર કરી રહયો છે ! જય બોલો, એ સ્વદેશાભિમાનની

બંદુકોની અને ગોળીઓની !......... .....

એક આફતમાંથી સો આફતના ફણગા ફૂટયા પણ સો વ્યાધિયોનો ઉપાધિ તો એકજ છે. શાંતિ અને શરણ સલામતનો ધોરી માર્ગ અર્થાત **ઇસ્લામ** એ માર્ગના દર્શકની એક ટુંકી-જીવન રેખાનો હું આ લીટીઓ વડે વાંચક સાથે પરિચય કરાવી રહયો છું. ઇસ્લામે જીવનની ગુંચ ઉકેલી છે; જીવનનો અર્થ, જીવનનો હેતુ, જીવન નો માર્ગ દેખાડયો છે, એ સઘળું અલ્લાહના કુરાન અને તેના રસુલની **હદીથો**માં છે. અને આ તુભયના ખુલાસા, તાત્પર્ય, સાર જે કહો તે, આપણા આ **માર્ગ—દર્શક**નું પોતાનું સરળ જીવન છે. .......... .....

એ જીવનના ખરા અભ્યાસ અને ભાસમાં તેના શિક્ષણ અને અનુકરણમાં, તેના મનન અને વર્તનમાં વ્યેકિતનો મોક્ષ અને જાતિની આઝાદી છે. બસ **વમા તવફીકી ઇલ્લાલિલ્લાહ.**

| | |
|---|---|
| જાસિમ હાઉસ.<br>કોલાબા મુંબઇ<br>તા. ૧ રજબ<br>૧૩૪૩ હિ. ન. | મિસ્કીમ,<br>**મુનાદી.** |

# જલ્દી મંગાવો!



# હઝરત રસુલે અકરમ (સ.)
# ની ટુંક જીવનરેખા.



જુલમ, અત્યાચાર, અનીતી, અહંકાર અને અધમતાના શેતાની કામોમાં સપડાએલા દુનીયાના મનુષ્યોને સુધારી સદાચાર, નીતિ, ધર્મ અને જ્ઞાનના બોધ આપવા તથા વાહદહુલાશરીકની વેહદાનીયતની શાન દેખાડવા આપણા આકાએ નામદાર હઝરત મહમદ રસુલીલ્લાહ (સ૦) નો ૫૭૧ ઇસ્વીના એપ્રીલ મહીનાની ૨૦ મી તારીખ અને સોમ (પીર) વારે સવારમાં નમાઝના ટાઇમે (સુબ્હે સાદીક) જન્મ મુબારક થયો. હઝરત અબ્દુલ મુત્તલીબને આ પૌત્રની પેદાઇશથી અત્યંત ખુશાલી થઇ અને તેઓએજ તેમનું નામ **મોહમ્મદ** પાડયું.

હઝરત રસુલે અકરમના જન્મેની બે માસ અગાઉ તેમના પિતા અબ્દુલ્લાહની વફાત થઇ હતી. એટલે તેમની પરવરીશનો બધો આધાર તેમના દાદા ઉપરજ હતો. ૬ વર્ષની ઉમરે આપનાં માતાનો મમતા ભરેલો આસરો જતો રહયો. ૮ વરસની ઉમરે પુગતાં દાદા અબદુલ મુતલીબનું પણ મરણ થયું એટલે પુરેપુરાં યતિમ થઇ ગયાં.

હઝરત મહમદ (સ.) બાલ વયથીજ સદાચારી, સાચું બોલનાર, અને સત્ય વાતનો પક્ષ કરનાર તથા ખોટી વાતોને ધીકારનાર તરીકે ખ્યાતી મેળવતા આવ્યા હતા. જવાન વયે પહોંચતાં મકકા શહેરના તમામ માણુસોનો વિશ્વાસ તેમણે મેળવ્યો હતો. પગમ્બરની પદવી પ્રાપ્ત થયા અગાઉ પણ તેઓ સદાચારી અને સાચુ બોલનાર તરીકે આખા દેશમાં પ્રખ્યાત હતા. તે વખતના ઇતિહાસ વેતાઓએ તેમને **અમીન** (અમાનતદાર) તરીકે ઓળખ્યા હતા. આપને લખતાં વાંચતાં આવડતું નહોતું. મકકા શહેરની શાહ સોદાગર બાનુ ખદીજાએ. પોતાના વેપારના એક મેનેજર તરીકેની માંગણી આપના માટે કીધી અને આપને વેપાર અર્થે મકકાથી પ્રથમ

સીરીયા તરફ મોકલવામાં આવ્યા. સરીયામાં તેઓએ કરેલા વેપારમાં મોટો નફો થયો ત્યાંથી પાછા ફરી તમામ નફા સાથેની કુલ મતા ખદીજાને સોંપી. તેમના આવી ઇમાનદારીથી ખદીજાનો પુર્ણ વિશ્વાસ જામ્યો અને તેમની સાથે નીકાહ કરવાની પોતાની ઇચ્છા જાહેર કીધી.

હઝરત રસુલેખુદા (સ૦) એ ખદીજાની માંગણીની હકીકત પોતાના કાકા અબુતાલીબ, હમઝા તથા બીજા સગા સંબંધીઓને કહી જેથી તેઓ રાજી થયા અને ખદીજાના પિતા ખોવયલદ બીન અસદ પાસે આવ્યાં, અને માગણી કીધી અને તેણે તે વાતનો સ્વીકાર કરી પોતાની પુત્રી ખદીજાના નીકાહ હઝરત મહમદ સાથે કરી આપ્યા, આ વખતે હઝરતની ઉંમર ૨૫ વરસની હતી.

નીકાહના ૧૦ વરસ પછી મક્કા શરીફમાં પાણીની જબરદસ્ત રેલ આવી એને લીધે કઅબા શરીફની દીવાલો જીર્ણ થઇ ગઇ. જેથી કઅબા શરીફની નવી ઇમારત બાંધવાનું નક્કી થયું, અને ઇમારત બંધાઇ તઇયાર થઇ ત્યારે હઝરે અશવદ ગોઠવવા માટે કબીલાઓમાં તકરાર ઉઠી.

દરેક કબીલાના આગેવાનો હજરે અસવદને મુકવાનું વડપણ પોતે લેવા માંગતા હતા, આ વાંધાનો ફડચો લાવવા માટે બધા પક્ષવાલાઓએ હઝરત મોહમ્મદ (સ૦) ને પંચ તરીકે નિમ્યા. તેઓએ એવો તોડ કાઢયો કે હુઝરે અશવદને એક ચાદરમાં મુકયો અને બધા અગ્રેસરોને તે ચાદર ઉપાડી જે જગ્યાએ હજરે અસવદ ગોઠવવવાનો હતો ત્યાં લઇ ગયાં અને તેને જયાં મુકવો હતો ત્યાં બધાના હાથથી મુકાવી દીધો. આ ચુકાદાથી બધા કબીલાવાળા અને મકકાના રહેવાશીઓ હઝરતથી ઘણા ખુશ થયાં. મુર્તીઓના પુજવાથી આપને નાનપણથીજ તીરસ્કાર હતો દેવળોમાં જતા નહોતા અને મંદીરોમા ભરતા મેળાઓમાં પ્રાર્થનાઓમાં પણ ભાગ લેતા નહોતા. તેઓ માત્ર કઆબા શરીફના તવાફ એટલે પ્રદક્ષિણા કરી ગારેહુરા નામની પહાડની ફાટમાં પોતાના પેદા કરનાર માલીકની યાદમાં મશગુલ રહેતાં હતાં.

## પયગંબરની પદવી.

હઝરતની ઉમર ૪૦ વરસ ૬ મહિના અને ૧૬ દિવસની થઇ ત્યારે એક દિવસે ગારેહુરામાં

આપ બંદગી કરતાં હતાં તે વખતે ખુદા તરફથી એક ફિરસ્તો પેગામ લઇને તેમની પાસે આવ્યો અને કહયું. "તું **અલ્લાહનો નબી છે.**" અને તેમને પઢાવ્યું.

"પઢ (અય મહમદ) તારા પરવર દિગારના નામથી જેણે સર્વસજ પેદા કીધું છે જેણે ઇન્સાનને બંધાએલા ખુનથી પેદા કીધોછે. પઢ (અય મહમદ) તારો પરવરદિગાર ઘણો બુઝુર્ગ છે જેણે કલમથી લખવા શીખવ્યું છે, તેણે ઇન્સાનને તે સીખવ્યુ જે તે જાણતો નહોતો."

ઉપરના શબ્દો હઝરતે ધરૂજતા હ્રદયે પડયા અને તે ફિરસ્તો ગાએબ થઇ ગયો નહિ ધારેલી અને નહિ જોએલી આ અજાયબી જોઇ તેઓ ડર્યાં, અને તેમને કંપારી ચઢી આવી. એવીજ હાલતમાં પોતે ઘરે ચાલી આવ્યાં અને સુઇ ગયાં. ખદીજાને ચાદર ઓઢાડવાનું કહયું, જ્યારે ધ્રુજારો દુર થયો ત્યારે બધી હકીકત આપની સ્ત્રી ખદીજાને કહી સંભળાવી, તે બાનુએ આપને દીલાસો આપ્યો અને કહયું. તમારા ભલા કામો અને નિખાલસ બંદગીનું સારૂ પરીણામ આવવા લાગ્યું છે. તમો નેકી અને ભલાઇ કરોછો, ખેરાત દાન

આપો છો, બધા ઉપર દયા ભાવથી વર્તો છો, સત્ય અને સદાચરણથી ચાલો છો તે બધાનો ખુદા તમોને બદલો આપશે. એવું કહી તેમને દીલાસો આપી તે બલી બાનું પોતાના પીત્રાઇ **વરકા બીન નોફલ** જેવો ખ્રીસ્તી ધર્મ પાળતા હતા અને આકાશી પુસ્તકોનું સારૂ જ્ઞાન ધરાવતા હતા તેમની પાસે જઇ અને હઝરત મહમદ (સ૦) ઉપર ગુજરેલી બધી હકીકત કહી સંભળાવી જે સાંભળી વરકાબીનનોફલ બોલ્યો કેઃ– "મોહમદ (સલ૦) સાહેબે જે ફરિશ્તાને જોયો છે તે નામુસે અકબર હતો. મુસા નબી (અલ૦)પાસે ખુદા તરફના પેગામ લઇ અવતો હતો. તેઓ આ આ ઝમાનાની પ્રજાના ખરેખર નબી થશે. તેમને કહેજો કે, તેઓએ મજબુત અને નિર્ભય બનીને રહેવાનું છે. તેમની પ્રજા તેમને નહી કહી શકાય તેવા સખત દુખો આપશે, તેમને જુઠા કહેશે, જુલમાટ ગુજારશે, તે એટલે વટીક કે ગામમાંથી કાઢી મુકશે. તે વખત સુધી જો હું જીવતો રહીશ તો અવશ્ય તેમની મદદ કરીશ.

**ધર્મનો બોધ અને સંકટોની શરૂઆત.**

શરૂઆતના થોડા દીવસો સુધી તેઓએ છુંપી

રીતે ઇસ્લામનો પ્રચાર કરવા માંડ્યો. સદાચારી અને ભક્તિ તરફ જેમનું વલણ દેખાતું તેમને ઇસ્લામનો બોધ આપતા હતા. સર્વથી પ્રથમ ઇસ્લામ ઉપર આસ્થા લાવનારાઓમાં ચાર વ્યક્તિઓ પહેલી છે.

૧ હઝરત ખદીજા (રદી૦)

૨ હઝરત અબુબકર સિદીક (રદી૦)

૩ હઝરત અલી (રદી૦)

તે પછી હઝરત અબુબકર (રદી૦)ની પ્રેરણાથી ઉસમાન બીન અફ્ફાન, અબ્દુલ રહેમાન બીન ઓફ, સઅદ બીન અબી વકાસ, અરકમ મખઝુમી, ઝુબર બીન અવ્વામ, તલહા બીન ઉબયદલ્લા, અબુ ઉબયદા બીન જરારાહ, સઇદ-બીન ઝયાદ (રહી૦) વીગેરેએ ઇસ્લામ અંગીકાર કર્યું.

આ બધા માણસો અરકમ મખઝુમીના ઘરમાં એકત્ર થતા હતા અને રસુલેખુદા (સ૦) તેમને કુરઆનનું શીક્ષણ અને ધર્મનો બોધ આપત હતા. ત્રણ વર્ષ સુધી આ ગુપ્ત રીતે અનુસાર બોધ અપાતો રહયો અને સંખ્યા બંધ અરબોએ

મુસલમાનોનો ધર્મ અખત્યાર કર્યો. પરંતુ જ્યારે આ બાબત ખુદાનો હુકમ આવ્યો કેઃ—

"તમોને જે ચીજ માટે હુકમ આપવામાં આવે છે તેને ખુલ્લમ ખુલ્લા જાહેર કરો! અને મુશરીકોથી મોઢું ફેરવીલો."

ત્યારથી રસુલેખુદા (સલ૦) સાહેબે જાહેર રીતે ઇસ્લામને બોધ આપવા માંડયો. તેઓએ શીરક—ખુદાના જેવો કે તેમાં સમ્માલીન અન્યને ઓળખનાર અને ખુદા સિવાય અન્ય પ્રકારના માબુદોને ખોટા અને અધર્મના અત્યાચાર તકેરી જાહેર કરવા માંડયા. તેમની પુજા કરનારાઓને ગુમરાહ, અધર્મી અને પાપી કહેવા માંડયા, આ સબબે અનીતી અને અનાચારમાં લીન થયેલા મુર્તીપુજકો તેમના દુશ્મન થયા. મક્કા મોઅઝઝ-માના લોકોએ તેમની ઉપર જુલમ ગુજારવા માંડયા. જાત જાતના દુખો દેવા માંડયા. છતાં તેઓ તે દુખોની દરકાર કર્યા વગર પોતાના મીશનનો પ્રચાર આગળજ વધારતા રહયા.

લોકોની દુશ્મનાવટ ઘણી વધી જવાથી અબુ તાલીબે તેમની રક્ષા કરવા માંડી. મક્કા મોઅ-

ઝમાના લોકો ઉપર અબુતાલીબનો સંપુર્ણ પ્રભાવ હોવાથી, કુરેશીઓની હ૦ રસુલેખુદા (સલ૦)ને પજવવાની બધી બાજીઓ ધુળમાં મળી ગઇ. કુરેશ કબીલાના અગ્રેસરોએ અબુતાલીબની પાસે આવી કહયું કે "તમારા ભત્રીજાને શીખામણ આપો કે અમારા દેવતાઓની નીદા કરવાનું છોડીદે. અમારા ધર્મની નીદા કરે નહી. જો તમો તેને તેમ કરતા અટકાવી ન શકો તો તેની રક્ષા કરવાનું છોડીદો. અમે બધી વ્યવસ્થા ઠીક કરી લઇશું"

અબુતાલીબે કુરેશીઓને સરળ સ્વભાવે સમજાવી પછી મોકલ્યા. પરંતુ રસુલેખુદા (સ૦) તેવીજ રીતે પોતાનું કામ કરતા હોવાથી, કુરેશીઓ બીજી વખત અબુતાલીબની પાસે આવ્યા. અને કહયું કે તમે મહંમદ (સ૦) ને નીંદા કરતા નહીં અટકાવો તો અમે તમારી સાથેનો બધો વ્યવહાર બંધ કરી દેશું. આટલે દરજ્જે વાત વધવાથી અબુતાલીબે રસુલે ખુદા (સલ૦) ને બોલાવી કહયું કે તમારો ઉપદેશ બંધ રાખોતો સારૂં.

અબુતાલીબે કરેલા બોધનો અર્થ નબી (સલ૦) સાહેબ એવો સમજ્યા કે તેઓ હવે

પોતાનું રક્ષણ ઉઠાવી લેવા માંગે છે તેથી જવાબ આપ્યો કે:—

"ભલા કાકા! હું સોગન ખાઈને જણાવું છું કે, મારા એક હાથમાં ચંદ્રમા મુકવામાં આવે અને બીજા હાથમાં સુરજ મુકવામાં આવે અને કહેવામાં આવે કે, 'તુ ઇસ્લામનો પરિત્યાગ કરે ત્યારે પણ હું ઇસ્લામને છોડીશ નહી. આ સત્ય ધર્મ ફેલાવવો અથવા તો તેની પાછળ મારો જીવ આપવો."

આ જવાબ એટલા જુસ્સામાં આપ્યો હતો કે **તેમની આંખોમાંથી આંસુ ઢળી પડયા હતાં.** નબી (સલ૦) સાહેબનો જુસ્સો આટલે દરજ્જે વધેલો જોઇ અબુતાલીબે કહયું.

"ઠીક! તમે જે કરો છો તે કર્યે જાઓ. હું તમને તરછોડીશ નહી."

મકકા મોઅઝમામાં કુરેશની અદેખાઇ વધવા લાગી. તેઓ નબી (સલ૦) ના દુશ્મન થયા અને સાથેજ અબુતાલીબ પણ વેર લેવાનો ઠરાવ કરવા લાગ્યા. અબુતાલીબ પણ હવે હોશમાં આવ્યા અને તેઓએ પોતાના કબીલાના માણુ-

સોને એકઠા કર્યા અને હઝરત મહમદ (સલ૦) સાહેબનું રક્ષણ કરવાની કબીલાના બધા માણસોને સુચના આપી. માત્ર અબુલહબ સિવાય કબીલાના માણસોએ અબુતાલીબની માંગણીને ટેકો આપ્યો.

મક્કા મોઅઝમાના લોકો દીન પર દીન વધારે ઉશકેરાતા હતા. ગમે તે રીતે મહંમદ (સલ૦) સાહેબના કામમાં અડચણો નાંખવા અને તેમના ધર્મનો વધતો પ્રચાર અટકાવવાની પોતાની ફરજ લેખતા હતા. હરમ શરીફમાં આવવાની મનાઈ કરવામાં આવતી હતી. જાહેર રીતે તેમને, કવિ અને જાદુગર કહેતા હતા. મુસલમાન થનારાઓને દુ:ખો દેવામાં પોતાની ફરજ ગણુતા હતા. કેટલાક બનાવોમાં કાફરોના હાથમાં સપડાઇ ગયેલા મુસલમાનો સાથે, હેવાનીયતપણાને પણ શરમાવે એવા કરૂણ અત્યાચારો ગુજારવામાં પણ અચકાયા નહિ.

એક દીવસે નબી (સલ૦) સાહેબ મક્કા શરીફમાં નમાઝની પ્રાર્થના ગુજારતા હતા, તેવામાં અકબા બીન અબીમોઇદ નામનો માણસ પણ ત્યાં આવ્યો. તે હઝરત મહમદ (સલ૦) સાહેબને

બેતુલ્લા શરીફમાં પોતાના નવીન ધર્મનુસાર પ્રાર્થના કરતો જોઇ, ગુસ્સાથી લાલચોળ થઇ ગયો તેની આંખોમાં વેરનું લોહી ઉતરી આવ્યું તેણે પોતાની ચાદરને વળ દઇ, તેઓ સીજદો નમન કરવાની તઇયારીમાં હતા. તે વખતે વળ દીધેલી ચાદરનો, તેમના ગળામાં ફંદો નાંખી ઉપરથી પાછા વળ દેવા માંડયા, આવી રીતે તેમને ટુંપો દેવામાં અવ્યો. દર પળે તેમનું ગળું દબાતું હતું છતાં પ્રાર્થનામાંજ—નમનમાંજ પડયા રહયા, અને મ્હોડેથી "સુબ્હાના રબ્બિઅલ અઅલા" સિવાય બીજો કોઇ શબ્દ કાઢયો નહી. તેટલામાં અબુબકરે હરમસરામાં આવી નબી (સલ૦) સાહેબને દુશ્મનના હાથમાં ફસાએલા જોઇ અકબાને ધકકો મારી હટાવી દીધો અને ગળામાંથી ફાંસી કાઢી નાંખી, ગુસ્સામાં કહયું.

"તમે એવા સદાચારી પુરૂષને કતલ કરવા ઇચ્છા રાખો છો કે, જે અલ્લાહને પોતાનો રબ કહે છે, જાહેર નીશાનીઓ સાથે, ખુદા તરફથી તમારી પાસે આવ્યો છે."

આ ખેંચ તાણમાં આજુ બાજુથી કેટલાક કાફર કુરેશી લોકો એકઠા થઇ ગયા અને હઝરત

અબુબકરને માર મારી બેભાન કરી દીધા.

એક પ્રસંગે નબી (સલ૦) સાહેબ કાબતુલ્લા માં પ્રાર્થના કરતા હતા અને ત્યાંજ અબુજેહલ સાથે કેટલાક કુરેશી લોકો પણ બેઠા હતા. અબુ જેહલે અદાવતથી લોકોને મશકરી કરવા ઇશારત કીધી. એક કુરેશીએ સડેલી અને મળ મુત્રથી ભરેલી ઓઝડી નબી મહંમદ (સલ૦) સાહેબ નમનમાં–સીજદામાં હતા ત્યારે તેમના શરીર ઉપર નાંખી દીધી. આ વખતે હઝરત બીબી ફાતમા બેતુલ્લા શરીફમાં, એકાએક આવી ચઢયાં અને પોતાના પીતા ઉપર નાંખવામાં આવેલી મળમુત્રથી ભરેલી ઓઝડી તેઓએ બાહેર ફેંકી દીધી.

**અબુજેહલના અત્યાચાર અને ઇસ્લામીઓની દ્રઢતા.**

હઝરત અમ્માર અને તેમના માતપિતા મુસલમાન થવાથી, અબુજેહલને તેમની ઉપર ઘણો ગુસ્સો હતો અને વેર લેવાનો દાવ શોધ્યા કરતો હતો. એક દીવસે અબુજેહલ તેમના ઘરમાં ગયો. અને તેમને એકલાં જોઇ, લાકડીથી એકદમ હુમલો કર્યો. અમ્મારના પિતા યાસીર વૃદ્ધાવસ્થાના હોવાથી, અબુજેહલના પહેલાજ હુમલામાં શહીદ

થયા. અને અમ્મારનાં માતા સમ્મીઆને ખંજર મારી શહીદ કર્યાં. બીજા દીવસે અબુજેહલે પોતાના સોબતી કાફર કુરેશીઓને એકઠા કરી રસ્તામાં અમ્મારને ઘેરી લઇ માર મારવા માંડયો. હઝરત રસુલે ખુદા (સલ૦) એ આ દયામણો અને કરૂણ બનાવ પોતાની આંખે જોયો અને અમ્મારને દીલાસો આપતાં કહયું:—

હે યાસિરના વંશજ ! સબર કરો ! કારણ કે તમારૂં ભાથુકનું રહેઠાણ સ્વર્ગ—જન્નત છે.

હઝરત અમ્માર સબર સાથે કાફરો તરફથી પડતી લાકડીનું દુઃખ વેઠતા હતા અને ગુંજાસ મુજબ પોતાનો બચાવ પણ કરતા હતા. છેવટ તેઓ પડી ગયા એટલે કાફરોએ તેમને બાંધી ગરમ આગ જેવા તપી રહેલા પથરાઓ ઉપર ઉઘાડી પીઠે સુવાડયા, હાથમાં રસી બાંધી આખા ચોગાનમાં ખેંચવામાં આવ્યા. અને ચિત્તા પાટ સુવાડી તેમની છાતી ઉપર ઉંની થએલી પથ્થરની ભારી શીલા મુકવામાં આવી. આટલું દુઃખ ઝીલવાની સાથે પણ તેઓ ઇસ્લામથી ડગ્યા નહી. આ દુઃખમાં કલમોજ માત્ર તેમની જીભ ઉપર હતો.

એક વખત ખબ્બાબ બીન અરસને કાફ-રોએ ઘેરીને પકડી લીધા, તેમના હાથ પગ બાંધી નાગા કરવામાં આવ્યા અને લોખંડના સળીઆ તપાવી તેમના શરીર ઉપર ઠેરઠેર ડામ દેવામાં આવ્યા. ચીપીયા વતી માથાંના વાળ પીંખી નાખ-વામાં આવ્યા છતાં પણ ખબ્બાબ ઇસ્લામ તર-ફથી ડગ્યા નહી. આવા સંકટોની દશામાં તેઓ કલમો પઢતા રહયા અને દુશમનોને બોધ આપતા રહયા હતા.

મુસઅબ બીન ઉમેરને મુસલમાન થવાને સબબે સખત દુખો આપી ઘરથી કાઢી મુકયા હતા.

બીલાલ બીન રેબાહ ઉપર મુસલમાન થવાને કારણે સખત જુલમ ગુજારવામાં આવ્યો. નાગા કરી ગરમ રેત ઉપર સુવાડવામાં આવ્યા, બળતો પગરો છાતી ઉપર મુકવામાં આવ્યો. ગળામાં રસ્સી બાંધી ઉની રેત ઉપર સુવાડી તાણ-વામાં આવ્યા.

અમીર બીન ફોહયરાને સખત ઘાયલ કરી, હાથ પગ બાંધી તેમના શરીરમાં સુળો ભોંકી લોહી લુહાણ કરવામાં આવ્યા. ઉની રેત ઉપર

સવાડી ગળામાં દોરડું બાંધી ખેંચવામાં આવ્યા. એવીજ ઘણી ઇસ્લામી ઓરતોને હૃદયદ્રાવક સંકટો અને કમકમાટ ભર્યાં કષ્ટો આપવામાં આવતાં હતાં.

મક્કાના લોકોની આવી ક્રૂરતા જોઇ નબી (સલ૦) સાહેબે મુસલમાનોને હબશાનના દેશમાં જઈ રહેવા કહ્યું, કારણ કે ત્યાંનો રાજા સદાચારી અને ન્યાયી હતો. હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબની આજ્ઞા અને ઇચ્છાનુસાર ૧૦ પુરૂષ અને ૪ સ્ત્રીઓની એક નાની ઇસ્લામી ટોળીએ ધર્મ માટે દેશનો ત્યાગ કર્યો.

મુસલમાનોની આ પહેલી હીજરત હતી. તે પછી ઇસ્લામ સ્વીકાર્યાં પછી જેમની ઉપર સખત જુલમ ગુજારવામાં આવતો તેઓ હબશાનમાં જઇ રક્ષણ મેળવતા હતા. રફતે રફતે આ સંખ્યા ૧૦૦ જેટલી થઇ ગઇ. જેમાં ૮૩ પુરૂષો અને ૧૭ સ્ત્રીઓ હતી. આ ટોળીમાં જુદા જુદા કબીલાના આરબો હતા. હબશાના રાજાએ માયા બતાવ્યાથી તેઓ નિશ્ચિંતપણે રહેવા લાગ્યા. મક્કાના લોકોને હબશાના રાજાએ મુસલમાનોને

હવાલે કરવા. હબશાના રાજા નજ્જાશીએ મુસલમાનોને બોલાવી ખરી હકીકત જાણવા માંગી.

જાફર બીન અબીતાલીબે ખરી બીના સમજાવતાં જણાવ્યું:—

"હે નૃપતિ! પ્રથમ અમે મુર્તીઓની આરાધના કરતા હતા, શીરક અને અધમ કામોમાં તલ્લીન હતા. અમારા આચરણ મનુષ્ય કહેવાને લાયક પણ નહોતા. ખુદાએ દયા કરી અમારામાં એક નબી પેદા કર્યા છે જેની કુલીનતા, સત્યતા, પવિત્રતા, નિશ્કપટતા અને નિર્શ્વાર્થપરતા અમે સંપુર્ણ રીતે જાણીએ છીએ."

"તે એવું શીક્ષણ આપે છે કે, ખુદા એક છે તેનો કોઇ ભાગીદાર નથી. પથરા અને મુર્તીઓની પુજા કરવી નહી, સાચી વાત કહેવી, વચન આપેલું પાળવું, અનામત વસ્તુને જીવના જોખમે જાળવી રાખો, મનુષ્ય માત્ર ઉપર દયા કરો, અનાચારનો ત્યાગ કરી સદાચાર શીખો, પ્રાર્થના કરો, દાન પુન્ય કરો, ઉપવાસ—રોઝા રાખો, ધ્યાન અને ભક્તિ કરો."

"ઉપર કહેવામાં આવેલ નીતિમય બોધ ઉપર લલચાઇ હ૦ મહંમદ (સલ૦) સાહેબ

ઉપર અમે ઇમાન લાવ્યા છીએ. આ એકજ કારણ છે કે, જેથી અમારી પ્રજા અમારી સામે ખીજવાઇ છે. તેઓએ અમારી ઉપર ઘણો જુલમ કર્યો છે. તેઓએ અમને એવા સબબસર પજવવા માંડયા કે, અમે એક ખુદાની પ્રાર્થના છોડી પથરાની મુર્તીઓ આગળ નમન કરીએ. તે અત્યાચારીઓ તરફથી અમારી ઉપર ગુજારવામાં આવતા જુલમાટથી કંટાળ્યા પછી અમોએ તમારા આસરામાં આવી રક્ષણ મેળવ્યું છે."

હબશાના રાજા નજાશીએ નબી (સલ૦) સાહેબ ઉપર ઉતારવામાં આવેલા ફરમાનો સાંભળવાની ઇચ્છા બતાવ્યાથી જાફરે મરીયમની સુરતનો પહેલો ભાગ વાંચી સંભળાવ્યો. આ બોધની એટલી ભારી અસર થઇ કે રાજા નજાશી રડી પડયો. તેણે કહ્યું ઇસા મસીહ ઉપર ઉતરેલી ખુદાની વાણી અને આ એકજ છે, તે પછી કુફ્ફારો તરફથી આવેલાઓએ, મુસલમાનો વચ્ચે વેર પડાવવાનો ઠરાવ કર્યો. બીજા દીવસે રાજા નજાસી આગળ તેઓએ આવી ઉમરબીન આસે કહયું કે, મુસલમાનો તમારા ધર્મ અને તમારા નબીના પણ દુશમન છે.

રાજાએ જાફરને બોલાવી હઝરત ઇસા (અલ૦) બાબે મુસલમાનોના ધર્મમાં કહેવામાં આવેલી વાતો જાણવા માંગી.

જાફરે કહ્યું—"અમારા નબી (સલ૦) તરફથી અમને શિક્ષણ આપવામાં આવ્યું છે કે, તેઓ ખુદાના બંદા છે, ખુદાના હુકમથી બીબી મરીયમના પેટમાંથી, વગર બાપના અવતર્યા, ખુદા તરફથી માન પામેલા પયગમ્બર છે."

આ સાંભળી રાજા ઘણો રાજી થયો. અને નબી સાહેબની મુલાકાત કરવાની ઇચ્છા જણાવી. મુસલમાનોને શાંતપણે પોતાના દેશમાં રહેવાની પરવાનગી આપી, ભેટ સોગાદો સાથે કુફફારો તરફથી આવેલાઓને પોતાના શહેરમાંથી નીકળી જવાનો હુકમ આપ્યો.

હબશાનમાં નીષ્ફળ થવાથી મકકાના કુરેશીઓ આપસમાં મશવરત કરી અતબને પોતાનો પ્રતીનીધી બનાવી હઝરત નબી (સલ૦) સાહેબ પાસે મોકલ્યો જેણે હ૦ નબી (સલ૦) સાહેબ પાસે આવી કહયું.

"હઝરત મહંમદ ! (સલ૦) જો તમે અમારા

દેવતાઓને વખોડવાની નીતીનો ત્યાગ કરો, અને તમારા નવા ધર્મનો ઉપદેશ બંધ કરો તો, અમે તમને અમારો રાજા બનાવવાનો ઠરાવ કર્યો છે. અને તમારા ખજાનામાં એટલો ધન માલ એકઠો કરી આપશું કે અમારામાં કોઈ પાસે તેટલી દોલત હશે નહી. અને અમો કદી પણ તમારો વિરોધ કરીશું નહીં."

હઝરત રસુલેખુદા (સ૦) સાહેબે જવાબ આપ્યો, "સાંભળો ! મને ધન દોલતની જરૂર નથી. તેમજ હું તમારો રાજા બની તમારી ઉપર સત્તા ચલાવવા ઇચ્છા રાખતો નથી. મારી ફરજ માત્ર ખરા દીનનો સંદેશો પહોંચાડવાની છે. અને ફકત તે ફરજ બજાવવા તમારી વચ્ચે આવ્યો છું માટે તમને, એક ખુદા છે અને તેના કામમાં કોઇને કશી પણ દખલ નથી એ વાતના સમાચાર આપવાના છે અને સાથેજ તેના ગુસ્સાથી બ્હીવડાવવાના છે. હું ખુદા પાકના હુકમને માન આપી તે પ્રમાણે વર્તું છું અને ભવિષ્યમાં પણ તેની આજ્ઞાનુસાર ચાલતો રહીશ. જો તમો સત્યતા કબુલ કરો તો તમારેજ માટે સારૂં છે. અને જો નહી માનો તો હું મારી હીદાયતમાંજ સંતોષ માનીશ."

હઝરત રસુલે ખુદા (સલ૦) સાહેબનો ઉત્તર સાંભળી નાસીપાસ થઇ બધા ચાલ્યા ગયા. અને પોતાની નિષ્ફળતા ઉંપર અફસોસ કરવા લાગ્યા. થોડા દીવસ પછી કુરેશી કબીલાના બે મોટા અને લાગવગવાળા આગેવાનો મુસલમાન થયા. એક હ૦ નબી (સ૦) સાહેબના કાકા હમઝા જેઓ પ્રખ્યાત બહાદુર અને આગેવાન હતા. બીજા હઝરત ઉમર (રદી૦) જેઓ મુસલમાન થયા અગાઉ મુસલમાનોના કટ્ટા વેરી હતાં. તે બન્ને ગ્રહસ્થો મુસલમાન થવાથી ઇસ્લામનું બળ ઘણું વધી ગયું.

હઝરત ઉંમરના મુસલમાન થવાની ખરી બીના એવી કહેવામાં આવે છે કે, એક દીવસે ઉમર સખત ગુસ્સે થઇ હઝરત રસુલે ખુદા (સલ૦) સાહેબને કતલ કરવા ચાલ્યા. માર્ગમાં સાઅદ બીન વીકાસે તેમની બ્હેન અને બનેવી મુસ-માન થવાની ખબર આપી. તેઓ સીધા બ્હેનને ત્યાં ગયા. આ વખતે તેઓ કુરઆનશરીફ વાંચતા હતાં જે ઉમરે સાંભળ્યું. ઉમરને આવેલા જોઈ કુરઆનશરીફ સંતાડી દીધું. ઉંમરે પોતાની બ્હેનને એટલો સખત માર માર્યો કે તેણીના શરીરમાંથી લોહી નીકળવા માંડ્યું તેમના બનેવી

સઇદે કહ્યું અમે મુસલમાન થયા છીએ મોતની ઘડી સુધી મુસલમાનજ રહીશું. તેઓ શું વાંચી રહયા હતાં તે ઉમરે જોવા માંગવાથી "તા હા" ની સુરત તેમને આપવામાં આવી. તે સુરત વાંચતા—

( આકાશ અને પૃથ્વીના પેદા કરનારે તે તે મોકલ્યું છે ) સુધી પહોંચ્યા ત્યારે આ વાકયની ઉંડી અસર થઇ અને ભય પામ્યા. અને પોતાને હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબ પાસે લઇ જવા આગ્રહ કર્યો. તેઓ હઝરત રસુલેખુદા (સલ૦) પાસે આવ્યા તેમને જોઇ હઝરતે કહ્યું " ઉમર ! કયાં સુધી પયગમ્બરને પીડા કરશે ? "

આ વાકય સાંભળી ઉમર રડી પડયા અને કહયું :-

( ખુદા વગર કોઇ માબુદ નથી અને મહંમદ અલ્લાહના મોકલેલા પયગબર છે ) ઉમરને મુસલમાન થયેલા જોઇ બધા મુસલમાનો રાજી થયા અને અલ્લાહો અકબર પોકારી ઉઠયા. આ બનાવ પછી મકકાના લોકો વધુ ગુસ્સે થયા અને મુસલમાનોને પજવવા અને પાયમાલ કરવાનો ઇરાદો કર્યો. અબુલહબ, અબુજેહલ ઉમઇયા બીન ખલફ, હારીસ બીન કયસ, વલીદ બીન મુગયરા અને આસ બીન વાયલ વીગેરેએ એકસંપ થઇ ઇસ્લા-

મના ફેલાવામાં અટકાયત નાંખવાનો નિશ્ચય કર્યો. પરંતુ છેવટમાં નિષ્ફળ નીવડયા.

અંતમાં જ્યારે વધતા ઇસ્લામના ફેલાવાને નજ અટકાવી શકયા ત્યારે બધાએ એકઠા થઇ ઠરાવ કર્યો કે, બની હાશમ હ૦ મહમદ (સલ૦) ને તેમના તાબામાં સોંપે નહી ત્યાં સુધી તેમની સાથે કોઇ જાતનો વ્યવહાર રાખવો નહી. આ ઠરાવ કાગળ ઉપર લખી કાબા શરીફમાં ટાંગવામાં આવ્યો. હાશમી કબીલાના લોકો જેમાં મુસલમાનો અને ગયર મુસ્લીમો પણ હતા. બધા અબુતાલીબ પાસે આવ્યા, પરંતુ અબુલહબ કબીલાના સાથનો સંબંધ તોડી કુરેશીઓ સાથે જઇ મળ્યો. હાશમી કબીલાવાળા સાથનો મકકાના બધા લોકોએ વ્યવહાર બંધ કરવાથી તેઓ પહાડમાં આવેલા પોતાના શોએબે અબુતાલીબ નામના ગારમાં જઇ વસ્યા. બે વરસથી વધુ મુદત સુધી તેઓ સંકટો વેઠતા રહયા. ખાવાને અનાજ ન મળતું ત્યારે ઝાડના પાંદડાં ખાઇ નિર્વાહ કરતા હતા. આટલું છતાં પણ હઝરત રસુલેખુદા (સલ૦) ઇસ્લામના ફેલાવવાનું કામ આગળજ ધપાવ્યે જતા હતા. બની હાશમની

આ દુખી અને દયામણી દશા ઉપર હીશામ બીન અમ્ર અને ઝુબયર બીન અબુ ઉમઇયા વીગેરેને દયા આવી કાબા શરીફમાં ટાંગવામાં આવેલો ઠરાવ, અબુ લહબનો સખત વીરોધ હોવા છતાં પણ ફાડી નાંખ્યો. તે પછી બની હાશમ ફરી મકકા શરીફમાં વસવાટ માટે આવ્યા.

## અબુતાલીબની વફાત.

આ મુદતમાં કુરેશ અને ગેર કુરેશના ઘણા લોકો મુસલમાન થઇ ચુકયા હતા. નબુવતને દસ વરસ વિત્યા પછી એટલે સને ૬૧૯ ના માર્ચની ૧૪ મી તારીખે અબુતાલીબનો દેહાંત થયો. આ શોકજનક બનાવના ત્રણ મહીના પછી ૭ મી જુન ૬૧૯ ઇ. સ. ના દીવસે હઝરત ખદીજાની પણ વફાત થઇ.

એક તરફ હઝરત રસુલેખુદા (સલ૦) ના તે બન્ને ખરા મીત્રોનો દેહાંત થયો અને બીજી બાજુએ મકકાના લોકોએ સખતાઇમાં એકદમ વધારો કર્યો. નહી વેઠી શકાય એવા અત્યાચારો અને સખતાઇઓ મુસલમાનો ઉપર ગુજરતી જોઇ મુસલમાનોમાં કેટલેક અંશે નિરાશા ઉત્પન્ન થવા માંડી.

ઝયદ બીન હારીસને સાથે લઈ તાયફના લોકોને ધર્મ બોધ આપી મુસલમાન બનાવવાના ઉદ્દેશ્યથી હઝરત મોહંમદ (સલ૦) તાયફ આવ્યા. તાયફમાં લોકોને એકત્ર કરી સદાચાર અને નિતીનો બોધ આપવા માંડયો પરંતુ લોકોએ લક્ષ આપ્યું નહી એટલુંજ નહી પણ ઉશ્કેરાઇ પથ્થર મારવા માંડયા. હઝરત રસુલે ખુદા (સલ૦) ઘાયલ થયા અને એક બગીચામાં આવી આશરો લીધો.

હજની મોસમમાં અરબી કબીલાના લોકો મકકામાં આવ્યા તેમને નિતી અને સદાચારનો બોધ આપવા માંડયો પરંતુ અબુલહબ તરફથી અરબી કબીલાના લોકોને વ્હેમ ભરાવવામાં આવતો કે "મહંમદ (સલ૦) ઉંચા દરજ્જાના જાદુગર છે. તમારે તેમની વાત સાંભળવી જોઇએ નહી."

હજ પ્રસંગે મદીનાના ખઝરક કબીલાના ૬ માણસોને હ૦ રસુલે ખુદા (સલ૦) એ ધર્મ અને નિતીનો બોધ આપ્યો. તેઓ નિતી વચનો અને ધર્મ શિક્ષણ ઉપર લોભાઇ મુસલમાન થયા. હજ કરી તેઓ મદીના ગયા પછી ત્યાંના લોકો

આગળ રસુલે ખુદા, તેમના બોધ ધર્મ અને કુરઆનના શિક્ષણનાં વખાણ કરવા માંડયાં. બીજા વરસે મદીનાના ૧૨ માણસોએ હજ પ્રસંગે મક્કા શરીફ આવી ઇસ્લામ ધર્મ કબુલ કર્યો. ખુદા સાથે બીજી કોઇ વ્યકતીને શામીલ નહી કરવા, ચોરી, વ્યભિચાર અને બાળકીઓને કતલ નહી કરવાનો કરાર કર્યો, આ લોકો અને મદીનાના લોકોને ધર્મ અને નિતીનો બોધ આપવા મસઅબ બીન ઉમરને તે લોકોની સાથે મદીના મોકલવામાં આવ્યા.

મદીનાના લોકોએ મસઅબને આવકાર આપ્યો તેમનો બોધ સાંભળી મુસલમાન થવા માંડયા અને થોડાજ દિવસોમાં મદીનાનો મોટો ભાગ મુસલમાન થઇ ગયો. આ બનાવથી મકકાના લોકો મભરાટમાં પડયા. તેમને લાગ્યું કે જો મદીનાના બધા લોકો મુસલમાન થાય તો મુસલમાનોનું બળ વધી જશે અને તેઓ મકકા ઉપર ચઢાઇ કરી તેમને નુકસાન પહોંચાડશે. મકકાના લોકોએ દારૂલ નુદવામાં એકઠા થઇ અબુલહબની ઇચ્છાંથી એવો ઠરાવ કર્યો કે બધા કબીલામાંથી એકેક જવાન તલવાર સાથે રસુલે ખુદા (સલ૦)

ઉપર હુમલો કરી કતલ કરે. આવી રીતે જ્યારે બધા કબીલાવાળા ખુન કરશે ત્યારે બની હાશમ વાળા કોઇની સામે પણ વેર મેળવવાનો વિચાર કરશે નહી.

દુશ્મનોના મશવેરાની હઝરત રસુલે ખુદાને ખબર મળી અને સાથેજ મકકા છોડી જવાનું ખુદાનું ફરમાન મળવાથી લોકોની જે અમાનતો તેમની પાસે હતી તે હઝરત અલીને સોંપી, હઝરત અબુબકર સીદીકને સાથે લઇ મદીના શરીફ જવા નીકળ્યા અને મકકાથી ત્રણ માઇલ દુર આવેલા જબલેશ્વર પર્વતની હુરા નામની ગુફામાં આશરો લીધો.

આખી રાત લોકોએ ઘરને ઘેરી રાખ્યું અને સવારે તપાસ કરતાં જણાયું કે રસુલે ખુદા ઘરમાં નથી, કયાં ગયા તેની કોઇને ખબર નથી. આ વાતની કુરેશને ખબર આપવાથી ચોમેર માણસો શોધવા મોકલ્યાં અને જે માણસ હ૦ રસુલે ખુદાને પકડી લાવે તેને ૧૦૦ ઉંટ આપવાનું જાહેર કરવામાં આવ્યું.

અબદુલ્લા બીન અબુબકર જો કે હજુ સુધી મુસલમાન નહોતા થયા છતાં કુરેશ લોકોની બધી

હીજરાચાલોની બાતમીઓ મેળવી સાંજરે ગુફામાં જઈ ખબર આપતા હતા અસમા બીન્તે અબુ. બકર રાત્રે જઇ ખાણું આપી આવતા હતા અને અબુબકરનો ગોવાળીઓ આમો દીવસ ગુફાની આજુબાજુ પોતાનાં બકરાં ચારતો અને દુધ પીવાડતો હતો.

ત્રણ દીવસ પછી અબદુલ્લા રાત્રે બે સાંઢ-ણીઓ લાવ્યા, તેમના ઉપર હઝરત રસુલેખુદા અને અબુબકર સવાર થઇ બન્ને મદીના તરફ ઉપડી ગયા.

## હીજરત અને મદીનામાં વસવાટ.

રાજ માર્ગ છોડી પહાડી વાટે તેઓ મદીના તરફ ચાલ્યા અને તા૦ ૨૦ મી સપટેમ્બર ૬૨૨ ઈ. ને સોમવારે, મદીનાની પાસે આવેલા કુબા મથકે જઇ પહોંચ્યા. મદીનાના લોકોએ બેહદ ઉત્સાહ આનંદ સાથે તેમને આવકાર આપ્યો અને ૪ દીવસ સુધી ત્યાંજ મુકામ રાખ્યો. મદીનાના લોકોએ તેમની પધરામણીની ખુશાલીમાં એક કાવ્ય 'બનાવ્યું હતું જેની કડીઓ નીચે પ્રમાણે છે.

"અલ—વીદા ની ખોણોમાંથી પુર્ણીમાના ચંદરે દેખાવ દાધો છે, જ્યાં સુધી ખુદાના પ્રાર્થના કરનારા જીવતા રહે ત્યાં સુધી આપણે ધન્યવાદ-સુકરાના આપવા જોઇએ."

અત્રે હઝરત નબી (સલ૦) સાહેબે એક મસજીદ બનાવી જે આજે પણ મસજીદે કુબાને નામે ઓળખાય છે. તા૦ ૨૪ સપટેમ્બર ૬૨૨ ને જુમ્માને દીવસે કુબાથી નીકળી મદીના શરીફમાં આવ્યા આ વખતે હ૦ રસુલે ખુદા (સલ૦) સાહેબની ઉમર ૫૩ વર્ષની હતી. શહેરમાં દાખલ થતાં દરેક મહોલ્લાના લોકો તેમને પોતાના મહોલ્લામાં ઉતરવા આગ્રહ કરતા હતા. કેટલાક લોકોએ સાંઢણીની નકીલ—નાથ પકડી તેમને ત્યાં ઉતરવા આગ્રહ કર્યો. હઝરત રસુલે ખુદા (સલ૦, કહયું જ્યાં મારે ઉતરવાનું છે ત્યાં સાંઢણી પોતાની મેળેજ ઉભી રહેશે તમારે કોઇએ વધુ આગ્રહ કરવાની જરૂર નથી. સાંઢણી ચાલતીજ રહી છેવટ બની નજારના મહોલ્લામાં આવી જ્યાં હાલમાં મસજીદે નબવીનો દરવાજો છે ત્યાં આવતાં સાંઢણી થોભી અને બેસી ગઇ. હઝરત રસુલે ખુદા (સલ૦) સાહેબ નીચે ઉતર્યા અને કહયું આજ મારૂં છેવટનું રહેઠાણ છે.

અબુ અયુબ અનસારીએ પોતાને ત્યાં મેમાન રાખ્યા અને બધો સર સામાન પોતાને ઘેર મોકલાવ્યો. જે જગ્યાએ સાંઢણી બેઠી હતી તે જગ્યા સહીલ અને સુલેહ નામના બે યતીમ બાળકોની હતી. હઝરત રસુલે ખુદાએ તે જગ્યા ની કીંમત આપી ત્યાજ મસજીદ બાંધી. મસજી દની આજુબાજુ રહેવા માટે કોટડીઓ બાંધી. મસજીદ અને કોઠડીઓ તઇયાર થતાં અબુ અયુ બનું ઘર ખાલી કરી મસજીદની કોટડીમાં રહેવા લાગ્યા.

હઝરતઅલી અને તેમની સાથે સંખ્યા બંધ મુસલમાનો મકકાનો ત્યાગ કરી મદીનામાં આવ્યા મદીનાના લોકોએ તેમની સાથે અપુર્વ માયા બતાવી તેમને વસવાની બધી સગવડો કરી આપી મકકાથી આવનારા મુસલમાનોને પોતાના ભાઈ લેખવામાં આવ્યા તે એટલે વટીક કે પો તાનાં ઘર અને જમીનો તથા જાનવરો પણ તેમને સરખે ભાગે વહેંચી આપી પોતાના ઘરોમાં વસાવ્યા.

મદીના આવ્યા પછી હઝરત રસુલે ખુદાએ યાહુદીઓ સાથે એક કરારનામુ કર્યું અને તેમાં

એક બીજાએ હળીમળીને રહેવા તથા એક બીજાના જાન માલનું રક્ષણ કરવાની શરતો દાખલ કરવામા આવી હતી અને સાથેજ તેમાં એવી પણ શરત હતી કે મકકાના ગેર મુસ્લીમ અરબોને મદીનાના યાહુદીઓએ કોઇ જાતનું રક્ષણ આપવુ નહી. આ કરારનામું નકકી થયા પછી હઝરત રસુલે ખુદા (સલ૦) સાહેબે ધર્મ બોધની વાએઝો આપવાના કામની શરૂઆત કીધીં

## લડાઇઓનું રહસ્યમય સિધ્ધાંત.

મુસલમાનો મકકા છોડી મદીના ખાતે આવી વસવાથી કુરેશીઓમાં દુશમનાવટની ચીણગારીઓએ ગંભીર રૂપ લીધુ. મુસલમાની બધી મીલંકત ઉપર કબજો કરી લીધો. એક વખત છુપી રીતે અબુજેહેલ મદીના ખાતે આવી અબ્બાસ બીન રબીઆને ભોળવી મકકા લઇ ગયો અને મકકામાં તેમના ઉપર કમકમાટ ભર્યો જુલમ ગુજાર્યો. મકકાના આગેવાનોએ મદીનાના આગેવાનોને કાગળ લખી જણાવ્યું કે તમે અમારા દુશમનોને રક્ષણ આપ્યું છે. તેમને તમો કતલ કરો અથવા તમારા શહેરમાંથી કાઢી મુકો. તેમ નહી કરવામાં આવેતો તમારી તરફ ચઢાઈ લાવ

વામાં આવશે, તમને પાયમાલ કરવામાં આવશે અને તમારી માલ મીલકત સ્ત્રી બાળકો ઉપર કબજો કરવામાં આવશે.

મદીનાની અધિક વસ્તી મુસલમાન થયેલ હોવાથી મકકાના આગેવાનોની માંગણી સ્વીકારી શકાય તેમ ન હતુ. સાથેજ ખબર મળી કે કુરેશીઓ મદીના ઉપર ચઢાઇ લાવવાની તઇયારીઓ કરે છે. મદીનાના મુસલમાનો પણ ચેત્યા હતા અને પોતાના બચાવની સામગ્રી કરી હતી. હઝરત રસુલે ખુદા (સલ૦) પોતે પણ રાત્રે પહેરો ભરતા હતા.

મુસલમાનોને પોતાના અને પોતાના ધર્મના રક્ષણ માટે અત્રે લડાઇઓ કરવી પડી હતી. આ લડાઇઓમાં હઝરત રસુલે ખુદાએ પોતે પણ ભાગ લીધો હતો જે લડાઇમાં હઝરત રસુલે ખુદાએ જાતે ભાગ લીધો છે તેને તવારીખ નવીસોએ "ગઝવા"નું નામ આપ્યું છે, અને જે લડાઇમાં રસુલેખુદાએ જાતે ભાગ ન લીધો હોય પણ સહાબામાંથી કોઇને સરદાર બનાવી મોકલ્યો હોય તે લડાઇને "સરીયા" કહે છે. બધી ગઝવા અને સરાયા—(સરીયાનું બહુ વચન) વિસ્તાર પુર્વક

લખવાનું આ સ્થળ નહી હોવાની થોડીક જાણુવા જોગ લડાઇઓ અત્રે ટાંકવામાં આવે છે.

## સરીયા અબદુલ્લા.

મકકાવાસીઓ વેપાર માટે વરસમાં એક કાફલો સીરીયાં મોકલતા હતા. આ રીવાજ લાંબા કાળથી ચાલ્યો આવતો હતો હવે તેમને એક મોટી લડાઇ લડવાનો અભખરો ભરાવથી ઘણો માલ તઇયાર કરી મોટો કાફલો સીરીયા મોકલવાનો બંદોબસ્ત કર્યો હતો આ બાબતની હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબ તરફથી અબદુલ્લાહ બીન હજશને ૧૨ માણસો સાથે મકકાના વાતાવરણની ખબર લાવવા મોકલવામાં આવ્યા. સીરીયાથી માલ લઇને આવતા કેટલાક મકકાવાસીઓ માર્ગમાં તેમને મળ્યા રસ્તામાંજ તેમની સાથે બોલાચાલી થઇ વાત વધી અને ઊમર બીન હદરમી નામનો એક મકકાવાસી ઠાર થયો અને બે માણસોને પકડી લેવામાં આવ્યા બદરની મોટી લડાઇનું અહીંથી મંડાણુ થાયછે. આ બનાવ સાંભળી કુરેશી લોકો ઉશ્કેરાઇ ગયા. અદાવત હદ વટાવી ગઇ અને મુસલમાનોને સજા આપવા મોટી લડાઇ કરવાનો ઠરાવ કર્યો.

## જંગે બદર.

સીરીયાથી પાછા ફરતાં ૩૦–૪૦ માણસો સાથે અબુસુફીયાન મદીના શરીફ પાસે પહોંચ્યા ત્યારે તેમને ખબર આપવામાં આવી કે મહંમદ (સલ૦) તમારો કાફલો લુટવાની તઈયારીઓ કરે છે. આ સાંભળી અબુસુફીયાને હલકારો મોકલી મકકાથી મદદ મંગાવી. મકકા ખાતે ખબર પહોંચતાં કુરેશીઓ ગુસ્સે થઇ મોટી સંખ્યામાં નીકળી પડયા અને મદીના તરફ કુચ કરી અબુ સુફીયાન મદીનાનો રસ્તો મુકી દરીયા કીનારે થઇ મકકા તરફ આવવા રવાના થયા અને મકકાના લોકોને મદદ નહી મોકલવાનું કહેવાડી દીધું. પરંતુ અબુજેહલે પાછા ફરવા ના પાડી અને કહયું કે બદરના પહાડ ઉપર જયાં મુસલમાનો એકત્ર થાયછે ત્યાં જઇને રહીશું અને તેમને આપણો રૂવાબ બતાવ્યા પછીજ હવે તો પાછા ફરીશું.

હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબે અબુજેહલની તુમાખી સાંભળી મદીનામાં મુસલમાનોને એકઠા કરી તેમની સલાહ લીધી. બધા માણસોએ તેમની મરજીને તાબે રહેવાની ઇચ્છા પ્રગટ

કરી. છેવટ સને ૨ હીજરીના રમઝાનની ૧૭ મી તારીખે (તા૦ ૧૩ માર્ચ ૬૨૪ ઇ. સ.) ના રોજ હ૦ રસુલેખુદા (સ૦અ૦ સાહેબે મુસલમાનો સાથે બદર જવા મદીનાથી બહાર નીકળી પડાવ નાખ્યો. મદીનાની બહાર નીકળ્યા પછી ખબર મળી કે મકકાના કુરેશી લોકોએ બદરના મેદાનમાં આવી એક કીનારે પડાવ નાખ્યો છે. અત્રે મુસલમાનો ફકત ૩૧૪ હતા અને મકકાવાશી કાફર કુરેશી લોકો હજારોની સંખ્યામાં હતા.

બન્ને લશકરો મેદાનમાં સફ સમારી ઉભા રહયા. હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબે જીહાદ ઉપર અસરકારક વાએઝ કરી મુસલમાનોના હીત માટે ખુદા આગળ પ્રાર્થના ગુજારી. તેજ સીજદાની સ્થીતીમાં ખુદાએ વીજયની આગાહી આપી એટલે સીજદાથી માથું ઉઠાવી મુસલમાનોને આ ખુશખબર સંભળાવી. થોડીવારમાં કુરેશી લશકરમાંથી અતબા, શીબા અને વલીદ ત્રણ પહેલવાનો વચમાં કુદયા અને તેમની સાથે લડવા માટે હઝરત હમઝા, હઝરત અલી, અને હઝરત ઉબયદા બીન હરસ મેદાનમાં આવ્યા. અતબા અને વલીદને હમઝા અને હ૦ અલીએ ઠાર કર્યા

પરંતુ શીબાએ ઉબયદાને ઝખમ ધા માર્યો આ બનાવ હઝરત અલી જોઇ શકયા નહિ, તલવારનો એક હાથ ફેરી શીબાનું માથું કાપી નાંખ્યું અને ઉબયદાને હઝરત રસુલેખુદા (સલ૦) સમક્ષ પાસે લઇ આવ્યા. કુરેશીઓ આ જોઇ એકદમ તુટી પડયા ભીષણ યુદ્ધ જામ્યું અબુજેહલ સાથે સંખ્યાબંધ કુરેશી સરદારો માર્યા ગયા. અને ૯૦ કુરેશી કેદ થયા બાકીના જેમ ફાવ્યું તેમ નાસી ગયા. તરતજ જીતની ખબર આપવા અબદુલ્લાહ બીન રવાહા અને ઝયાદ બીન હારીસને મદીને મોકલ્યા કેદીઓ સાથે માયા અને મહેરબાનીભરી વર્તણુંક રાખવાની સુચના આપી બધા મદીના આવ્યા થોડા દીવસ પછી બદલો આપી મકકાવાસીઓ પોતાના કેદીઓને છોડાવી ગયા. આ લડાઇમાં ૭૦ કાફરો અને ૧૪ મુસલમાનો મર્યા ગયા તતા.

આ લડાઇ પછી, સુવેક અને બની કૈનાકાઅ, ઓહોદ હમરાઉલઅસદ, રજીઆ, બીરેમોઉના, ખન્દક, બની કુરેઝા, બની મુસ્તલીક વીગેરે લડાઇઓ થઇ હતી.

## હુદયબીયાની લડાઇ.

મુસલમાનોને મકકા શરીફથી દેશ ત્યાગ કરી આવ્યાને ૬ વરસ થયાં હતાં છતાં હજ કરવા જવાનો અવકાશ મળી શકયો નહોતો. એક રાત્રે હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબે પોતાને સહાબીઓ સાથે સ્વપ્નામાં હજ કરતાં જોયા, સવારેજ હજ કરવા માટે તઇયાર થવાનો હુકમ આપ્યો. મકકાવાસીઓ ઉપર ભયની છાયા ન પડવા પામે તે હેતુથી હજ કરવા આવનાર મુસલમાનોને હથીયાર પાસે નહી રાખવાનો હુકમ આપ્યો. જીલકાદ સને ૬ હીજરી (ઇ૦ સન ૨૬૮) માં ૧૫૦૦ મુસલમાનો હજ માટે જવા રવાના થયા. મકકાના લોકોને મુસલમાનોની રવાનગીની ખબર પડતાં તેમને અટકાવવાનો બંદોબસ્ત કર્યો. મકકાથી એક પડાવ ઉપર આવેલા હદીબીયા ગામ આગળ મુસલમાનોએ પડાવ નાંખ્યો અને અહીથીજ મકકાવાસીઓ તરફથી ઉરવાહે આવી સવાલ કર્યો કે તમારે આવવાનો શો હેતુ છે ? જવાબમાં કહેવામાં આવ્યું કે અમો ફકત હજ માટે આવ્યા છીએ અમારો લડવાનો મુદલ વિચાર નથી. ઉરવાહ ત્યાંની રીતભાત જોઇ ઘણો અજાયબી પામ્યો.

તેણે જોયું કે સહાબા બેહદ અદબ રાખેછે. મોટી આતુરતા અને ઉમંગ સાથે શેવામાં હાજર રહે છે બોલેબોલ ઉપર જાન કુરબાન કરવા તઇયાર રહે છે. હઝરતના વઝુનું નીચે પડતું પણી હાથોહાથ ઉઠાવી આંખો સરસું ચાપે છે. તેણે પાછા આવી મકકાવાસીઓને કહયું કે કયસર અને કીસરા જેવા શહનશાહોના દરબારમાં હું ગયો પરંતુ જે પ્રેમ, મહોબત, માન અને મર્યાદા હ૦ મહંમદ (સલ૦) સાહેબના અનુયાયો તરફથી તેમની તરફ બતાવવામાં આવેછે તેવાં મેં કોઇ ઠેકાણે જોયા નથી, મને વિશ્વાસ છે કે આવા વિશ્વાસુ અને શ્રધાળુ લોકો કોઇ કાળે હઝરત મહંમદ (સલ૦) નો ત્યાગ કરે નહી.

હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબે હઝરત ઉસમાનને એલચી બનાવી મકકામાં મોકલ્યા અને પોતાનો હજનો વિચાર જાહેર કરવા જણાવ્યું. ઉસમાન ગનીએ કુરેશી સરદારોને પેગામ પહોંચાડ્યો પણ જવાબ આપ્યો નહી હઝરત ઉસમાનને થોભાવ્યા. હઝરત ઉસમાનને ઘણીવાર થવાથી મુસલમાનોને હ૦ ઉસમાનને કતલ કરવાનો ભય લાગ્યો. હઝરત રસુલેખુદા (સ૦) ને

અરજ કરવામાં આવતાં તેઓએ કહયુ જો એવીજ દુર્ઘટના બને તો ઉસમાનના ખુનનો બદલો લીધા વગર આપણાથી એક ડગલું પણ પાછળ ખસાય નહી તે પછી એક ઝાડ તળે હઝરત રસુલે ખુદા (સલ૦) બેઠા એટલે સહાબાઓથી કુરબાન થવાની બેઅત લીધી. આ બેઅતને બેઅતે રીદવાન કહેછે. હ૦ ઉસમાનના ખુનની વાત જુઠી પુરવાર થઇ. સુહેલ બીન ઉમર સાથે હઝરત ઉસમાન પાછા આવ્યા. સુહેલે મકકાના લોકો તરફથી જણાવ્યું કે અમારી એવી ઇચ્છા છે કે, આ વરસે તમે પાછા જાઓ અને આવતે વરસે હજ કરવા નીરાંતે આવજો. કેટલીક વાર સુધી સુહેલ સાથે વાતચીત થવા પછી નીચેની શરતો પ્રમાણે સુલેહ નકકી થઈ.

૧. મુસલમાનોને ચાલુ સાલ હજ નહી કરતાં પાછા જવું અને આવતે વરસે હજ કરવા આવવું. મયાનમાં રાખેલી તલવાર વગર કોઇ હથીયાર સાથે લાવવાં નહી તેઓ ત્રણ દીવસ સુધી હરમ શરીફમાં રહી શકશે.

૨. મુસલમાનો અને મકકાના લોકોમાં દસ વરસ સુધી સુલેહ રહેશે તેમના સાથે અથવા

તેમના સહાયકો સાથે કોઇ લડાઈ થશે નહી.

૩. કોઇ કુરેશી મદીના જાય તો મુસલમાનોએ પાછો આપવો પડશે પરંતુ મકકાવાસીઓ મદીનાનો કોઇ માણુસ તેમના શહેરમાં આવે તો પાછો આપવા બંધાતા નથી.

ઉપરની શરતો પ્રમાણે સુલેહ થયા પછી ઇસ્લામના પ્રચારનું કામ ઘણું આગળ વધ્યુ ખાલીદ બીન વલીદ અને ઉમર બીન આસ જેવા નામાંકિત યોદ્ધાઓ મુસલમાન થયા. હબશાનનો રાજા મુસલમાન થયો. મુસલમાનોનું બળ એકત્ર થતા પામ્યું, મીસરનો રાજા કુકિસ અને રોમન શાહનશાહ હર્કુલનું પણ આકર્ષણ થવા પામ્યું ઇરાનનો શહનશાહ જો કે ગુસ્સે થયે. છતાં યમનનો તેનો ગવરનર પોતાની બધી પ્રજા સાથે મુસલમાન થયો.

મકકા તરફથી બેફીકર થતાં યાહુદીઓએ ફીસાદ કરવા માંડવું અને સને ૭ ના મોહર્રમમાં ખયબર ઉપર યાહુદીઓ સાથે લડાઇ થઈ અને સફર મહીનામાં હઝરત અલીએ યાહુદીઓનો પરાજય કર્યો.

સને ૮ હીજરીમાં બસરાના ખ્રીસ્તી હાકેમ સર હંબીલે હારીસ બીન ઉમરને કતલ કરવાથી દમીશ્કની પાસે આવેલા મુતા ગામ આગળ લડાઇ થઇ, ખાલીદે જીત મેળવી અને તેમને સયફુલ્લા-હનો ખીતાબ મળ્યો.

સને ૮ માં મકકાવાળાઓએ સંધીનો ભંગ કરી બની બીકર સાથે જોડાઇ મુસલમાનોના સહાયક બનીખાઝાઆ ઉપર હુમલો કર્યો તે સબબે પયગમ્બર (સલ૦) સાહેબે ૧૦,૦૦૦ માણસો સાથે મકકા ઉપર ચઢાઇ કરી "મરરૂલ ઝેહરાન" આગળ પડાવ નાંખ્યો. અબુ સુફીયાને રાત્રે મુસ-લમાનોના લશ્કરની તપાસ કરી ભય પામ્યા અને પયગમ્બર (સલ૦) સાહેબની પાસે આવી મુસલ-માન થયા. મુસલમાનોને હરમ શરીફમાં ખુનરેજી નહી કરવાનો તાકીદનો હુકમ આપી શહેરમાં દાખલ થવાનો હુકમ આપ્યો મુસલમાનો વગર અડચણે શહેરમાં દાખલ થયાં. હઝરત રસુલેખુદા (સલ૦) એ હરમ શરીફમાં દાખલ થયા. હ૦ રસુલેખુદા (સલ૦) એ હરમ શરીફમા દાખલ થઇ તેમાં મુકવામાં આવેલા ૩૬૦ મુર્તીઓ બાહર ફેંકાવી દીધી.

તે પછી રસુલેખુદા (સ૰) સાહેબે બોલતાં જણાવ્યું કે અલ્લાહ પાક એક છે. તેનો કોઇ ભાગીદાર નથી તેથી તેણે પોતાનું વચન ખરૂ કરી બતાવ્યું અને પોતાના બંદાની મદદ કીધી. બધા જથાઓને હાર આપી બધી જાતના ખોટા ગરૂર અને દંભ મારા પગ તળે આવ્યા. કુરેશીઓ તમારા દંભ અને ગરૂર અને નાત જાતના વડપણુનો ખુદાએ નાશ કર્યો બધા માણસો આદમ (અલ૰)ની ઓલાદ છે અને આદમને માટીમાંથી બનાવવામાં આવ્યા છે. (મકકાના જાલેમ લોકોને સંબોધી કહ્યું ) તમે જાણો છો કે હું તમારી સાથે શું કરીશ ! તેઓએ લજ્જીત થઇ કહ્યું અમોએ જેવા જુલમ કર્યા છે તેવાજ તમે કરશો" તે સાંભળી હ૦ રસુલેખુદા (સલ૰) એ ફરમાવ્યું "મકકાવાસીઓ ! હું તમારી સાથે કોઇ બદલો લઇશ નહી. તમો સ્વતંત્ર છો અને પોતાની મરજી પ્રમાણે રહી શકો છો.

અમો તમને કોઇ જાતના અપરાધી ઠરાવતા નથી. ખુદા તમારા પાપની માફી આપે તેજ બધાથી વધારે રહેમ કરનારો છે." હઝરત રસુલે ખુદાના આ શબ્દોની કુરેશ ઉપર એટલી ભારે

અસર થઇ ત્યાંજ બધા લોકો મુસલમાન થયા. ઝોહોર વખતે મક્કા શરીફ ઉપર હઝરત બીલાલે બુલંદ અવાજે અઝાન કીધી. મક્કા આખું મુસલમાન થવાથી આજુ બાજુના કબીલાવાળા મુસલમાન થયા અને દેવળો તથા ઘરોમાંની બધી મુર્તીઓ તોડી નાંખવામાં આવી.

## જંગે હુનેન અને તબુક.

મક્કા શરીફ ફતેહ થયા પછી મક્કા અને તાયફની વચ્ચે રહેનારા બળવાખોર કબીલા બની સકીફ અને બની હવાઝન લડાઈ માટે ચઢી આવ્યા હઝરત રસુલેખુદા (સલ૦) એ ૧૨,૦૦૦ મુસલમાનો સાથે મક્કાથી આગળ વધી અટકાવ્યા. મોટી લડાઇ પછી મુસલમાનો જીત્યા અને ૬૦૦૦ ગુલામો ૨૦,૦૦૦ ઊંટ, ૪૦,૦૦૦ બકરાં, ચાર હજાર અવકીયા (અઢીતોલા) ચાંદી મુસલમાનોને મળી. હવાઝીન કબીલાના ઘણા લોકો મુસલમાન થયા. તેમનો માલ અને કેદીયોને છોડી દેવામાં આવ્યા.

સને ૮ હીજરીમાં બસરાના હાકીમને હાર થવાથી તેનો બદલો લેવા માટે બીજા વરસે

૪૦,૦૦૦ ના લશકર સાથે તે મદીના ઉપર ચઢાઈ કરવા નીકળ્યો. હઝરત રસુલે ખુદા (સલ૦) સાહેબને મદીના ઉપર ચઢાઇ કરવા નીકળ્યો. હઝરત રસુલેખુદા (સલ૦) સાહેબને ખબર મળતાં તેઓ પણ ૩૦,૦૦૦ મુસલમાનો સાથે મદીનાથી રવાના થયા અને ૧૪ મંઝીલ આગળ તબુક નામના તળાવ આગળ પડાવ નાંખ્યો. ૧૦ દીવસ સુધી પડાવ નાંખ્યા છતાં ખ્રીસ્તીઓ મેદાનમાં આવ્યા નહી. એટલે તેઓ મદીના શરીફ ખાતે પાછા ફર્યા.

સને ૧૦ હીજરીમાં જુદા જુદા દેશના માણસો હઝરત રસુલેખુદા (સલ૦)ની સેવામાં હાજર થઇ મુસલમાન થયા. બની અસદ, બની તમીમ, બની ઝુબયદ, બની ફઝારા, બની હારીસ, બની મતાફીક વીગેરેનાં ડેપ્યુટેશનો આવ્યાં અને તે કબીલાવાળા મુસલમાન થયા.

"જ્યારે ખુદાની મદદ થઇ અને જીત મળી ત્યારે જોયું કે કેવી રીતે મોટી સંખ્યામાં લોકો ઇસ્લામમાં દાખલ થયા—**કુરઆને હકીમ.**"

## વફાત.

અરબમાં રહી દુનીયા આખી માટે ખરો

અને ખુદાઈ બોધ આપવા આવેલા રસુલેખુદા (સલ૰) ઉપર "આજે મેં તમારે માટે તમારો ધર્મ સંપુર્ણ કર્યો છે તમારા ઉપર મેં પુરેપુરી મહેરબાની કરી છે. અને તમારે સારૂ મેં ઇસ્લામી ધર્મ પસંદ કર્યો છે." છેલ્લી આયત ઉતરતાં પોતાનું કામ પુરૂં થએલું જાણી આકાશી લોકોમાં જવાની તઇયારી હોવાનો તેમને વિશ્વાસ થયો.

સમય સમયનું કામ કરે છે. ખુદાના ફરમાનોનો પ્રચાર કરવા માટે રખડપટી, દીન માટેની દુરંદેશી ઉપર વિચાર કરવાનો જીવલેણ થાક અને દુશમન યહુદણે આપેલા ઝેરની પીડાથી પોને લથડી પડયા. બીમારીં વધતી ગઇ. દુનીયાના દીવસો ટુંકા થયા અને ખુદાના દરબારમાં હાજર થવાની ઘડીઓ પાસે આવી લાગી. રાત્રે તેમને સખત બોખાર ચઢયો અને સવારે મસજીદમાં ઇમામત કરવા અશકત બન્યા. હઝરત અબાબકર સીદીકને પોતાની જગ્યાએ ઇમામ બની નમાઝ પઢાવવાનો હુકમ કર્યો. આ ખબર સાંભળી લોકોના અંતઃકરણ ભરાઇ આવ્યાં અને જાહેર બાતેન તેમનું ઊકળી ઉઠયું. પયગમ્બરે ખુદા આ બના-

વની ખબર સાંભળી મહા મુશ્કેલીએ મસજીદમાં આવ્યા. લોકોને ધીરજ આપી કહયું.

"ગ્રહસ્થો ! સંસારી જીવન તજવાનો સમય પાસે આવ્યો છે તેથી તમને ખુદાની રક્ષામાં મુકું છું તેનાથી ડરી પ્રાર્થના કરજો. મારી ગેરહાજરીથી તમે દુખી થશો પણ જ્યાં બધા પયગમ્બરો આવ્યા અને ગયા એ કુદરતના નીયમને મારે પણ શરણે થવું જોઇએ. બધું માલીકની મરજીને આધીન છે અને થવાનું થયા કરે છે. મને મોકલનાર પાસે હું જાઉં છું અને તમને હળી મળીને ચાલવાની સલાહ આપું છું. ઇસ્લામી રહેજો ને ભલા કામો કરજો. સદાચાર કલ્યાણકારી હોઇ દુરાચારનો નાશ કરેછે. હું જાઉં છું અને પાછળથી તમારે પણ જવાનું છે મોત કોઇને છોડશે નથી, તેથી નહાસવું એ નાદાની છે મારૂં જીવન તમારા હીત માટે હતું અને મૃત્યુ પણ તમારાજ લાભાર્થે છે અને મર્યા પછી પણ હું તમારોજ રહીશ. હે ખુદા મેં તારો પેગામ દુનીયામાં પહોંચાડયો છે. અને સોંપવામાં આવેલી ફરજ મેં બજાવી છે જે તું ખુબ જાણે છે."

તેજ બીમારીની દશામાં મસજીદમાંથી નીકળી બીબી આયશાના હુજરામાં આવ્યા. અને ત્રીજે દિવસે તા૦ ૧૨ મી રબીઉલ અવ્વલ સને ૧૧ હીજરીમાં આ લોકના બોધનું કામ સમાપ્ત થવાથી તેમને પવિત્ર આત્મા પરલોક તરફ સીધાર્યો. (ઇન્ના લીલ્લાહ વઇન્ના ઇલયહે રાજેઉન)

---

(સમાપ્ત.)



